# ચાર બાલસંવાદો



પ્રકાશક : પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. વડોદરા

બાલસાહિત્યમાળા-૩

# ચાર બાલસંવાદો

લેખક:

ચન્દ્રશંકર મણિશંકર ભટ્ટ

સંપાદક:

ચરોતર એજ્યુકેશન સોસાયટી,
આણંદ

પ્રકાશક:

પુસ્તકાલય સહાયક સહકારી
મંડળ લિમિટેડ

વડોદરા

# નિવેદન

વાર્તાઓની માફક સંવાદોને પણ બાલસાહિત્યમાં અગત્યનું સ્થાન છે.

સંવાદોમાં વાતચીતદ્વારા વાર્તા વણાતી હોવાથી બાળકોને એ વધારે સ્વાભાવિક લાગે છે. વળી એની એક વિશિષ્ટતા એ છે કે તે ભજવી શકાય છે અને તેથી સંવાદના એકાદ પાત્રનું સ્વાંગ ધારણ કરી બાળક તે સાથે એક થઇ તેમાં જીવન્તરસ મેળવી શકે છે.

પહેલા ત્રણ સંવાદો નાનાં બાળકો માટે અને 'કર્ણ'વાળો સંવાદ પ્રમાણમાં મોટાં બાળકો માટે છે.

આ ચારેય સંવાદો 'બાલમિત્ર'માં પ્રકટ થઇ ગયા છે અને બાળકોને ગમ્યા છે; તેથી બાલસાહિત્યમાળાના ત્રીજા પુસ્તક તરીકે આ સંગ્રહ પ્રકટ કરવા અમે પ્રેરાયા છીએ.

'બાલમિત્ર' કાર્યાલય,
આણંદ
તા. ૧૫ : ૧૨ : '૨૭

આશાભાઇ ન. પટેલ



# જાદુઈ વાંસળી

### પ્રવેશ ૧ લો

સ્થળ

જંગલ

[ પન્દરેક વર્ષનો એક છોકરો ગાતો ગાતો આવે છે. બાજુએ એક સાધુ બેઠા છે. ]

છોકરો—'રામ નામ લાડવા,
ગોપાળ નામ ઘી;
કૃષ્ણ નામ ખાંડ ખીર,
ઘોળી ઘોળી પી.'

અહાહા! આજ તો ખૂબ પૈસા કમાયો!

( સાધુને જોઇને ) નમસ્કાર, બાપજી.

સાધુ—આશીર્વાદ. ભાઈ, કોણ છે તું?

છોકરો—બાપજી, હું તો રમતો રામ છું. ખાઈ-પીને મઝા કરૂં છું.

સાધુ—આમ ક્યાં જાય છે, ભાઈ?

છોકરો—અહાહા! આજ તો ખૂબ પૈસા કમાયો છું. આજ તો શહેરમાં જઈને મઝા કરવી છે!

સાધુ—જોઉં. કેટલાક પૈસા છે?

છોકરો—આ રહ્યા. એક, બે ને ત્રણ: અહાહા!

સાધુ—ભાઈ, હું આજ સવારનો ભૂખ્યો છું. આટલા પૈસા મને ન આપે?

છોકરો—હં.... લે, જાવ તમને આપ્યા. પછી છે કંઈ?

સાધુ—( રાજી થઈને ) ધન્ય છે તને.

[ છોકરો પગે લાગીને પાછો વળે છે. ગાય છે: ]

છોકરો—'રામ નામ લાડવા,
ગોપાળ નામ ઘી;
કૃષ્ણ નામ ખાંડ ખીર;
ઘોળી ઘોળી પી.'

સાધુ—એ ભાઈ, જરા અહીં આવને.

છોકરો—( પાછો આવીને ) ફરમાવો બાપજી.

સાધુ—અલ્યા ભાઈ, તારે કંઈ માગવું છે?

છોકરો—( ડોકું ધુણાવીને ) અંહં.

સાધુ—ના, ના, કંઈક માગ. માગે તે આપું.

છોકરો—( વિચાર કરીને ) બાપજી, એક વાંસળી આપો. બસ, આખો દિવસ વગાડીશ ને મઝા કરીશ. પણ હું, બાપજી, વાંસળી એવી દેજો કે જે સાંભળે એ નાચવાજ માંડે!

સાધુ—બીજું કાંઈ?

છોકરો—બસ બાપજી, એક વાંસળીજ દોને.



[ સાધુ વાંસળી આપે છે. ]

## પ્રવેશ ૨ જો

### સ્થળ

### રસ્તો

છોકરો—અહાહા! વાંસળી વગાડીશ ને સાંભળનાર નાચવા માંડશે! કેવી મઝા! અહાહા!!

[ વગાડે છે. ]

હું, સામેથી કોઈ મુસાફર આવે છે. જોઉં જોઈ, સાધુ સાચા છે કે ખોટા?

[ વાંસળી વગાડે છે. ]

મુસાફર—રહેવા દે, રહેવા દે, અલ્યા એ છોકરા! તારી વાંસળી બંધ કર. મને કંઈ કંઈ થાય છે!

[ છોકરો જોરથી વાંસળી વગાડે છે. ]

મુસાફર—ઓહ! (નાચવા માંડે છે.) અલ્યા એ હરામખોર, સાંભળે છે કે નહિ? બંધ કર, નહિતો મારી નાખીશ.

[ છોકરો વધુ જોરથી વાંસળી વગાડે છે. ]

મુસાફર—અલ્યા, કહું છું રહેવા દે, રહેવા દે. મને કંઈ કંઈ થાય છે!

[ વાંસળીના સૂર ચાલુજ છે. ]

મુસાફર—( થાકીને ) એ ભાઈશાબ, તારી ગાય છું. હવે વાંસળી બંધ કર. બાપજી, વાંસળી બંધ કરે તો આ રૂપિયાની થેલી આખીય તને ભેટ આપું.



છોકરો—લાવો.

[ બન્ને જાય છે. ]

## પ્રવેશ ૩ જો

### સ્થળ

### જંગલ પાસેનો રાજમહેલ

[ રાજા, સિપાઇ ને મુસાફર ઉભા છે. ]

રાજા—તું શું સાચું કહે છે?

મુસાફર—હા બાપજી, નાચી નાચીને મારા તો પગ રહી ગયા! એની વાંસળી સાંભળીને મને કંઈ કંઈ થઈ જતું ને નાચવા મંડી જવાતું! બાપજી, છેવટ મારી થેલી લીધી ત્યારે છાલ મૂકયો!

રાજા—એમ બનેજ શી રીતે? (સિપાઇને) સિપાઇ, પકડી લાવો એ છોકરાને.

[ સિપાઇ છોકરાને પકડી લાવે છે. ]

રાજા—કેમ અલ્યા, આ મુસાફરની થેલી તેં લઈ લીધી, એ શું સાચી વાત?

છોકરો—ના રાજાજી, એ તો એણે મને ભેટ આપી છે.

મુસાફર—ખોટું, ખોટું, તદ્દન ખોટું! કેમેય કર્યો વાંસળી બંધ નહોતો રાખતો, એટલે મારે આપવી પડી!

રાજા—તારે કાંઇ કહેવું છે, છોકરા?

છોકરો—ના જી.

રાજા—તને કેદમાં પૂરાવીશ બદમાસ.

છોકરો—જેવી આપની મરજી.

રાજા—સિપાઈ, આને કેદમાં પૂરો.

મુસાફર—(રાજીને થઇને) 'ઘો મરવાની થાય, ત્યારે વાઘરીવાડે જાય!'

છોકરો—(મુસાફર તરફ જોઇને) હમણાં ખબર પડશે.

[ થોડેક જાય છે. ]

છોકરો—રાજાજી, એક કામ કરવા દો. જતાં જતાં એક વાર વાંસળી વગાડી લેવા દો. પછી આપ કહેશો ત્યાં જઇશ. બાપુ!

મુસાફર—ના, ના, એ ભાઈશાબ. એને વાંસળી વગાડવા દેશો ના. મને કંઈ કંઈ થાય છે!

રાજા—હવે એમાં શું? એક વાર એ ભલે વગાડી લે. ચલાવ, અલ્યા.

[ છોકરો વાંસળી વગાડે છે. ]

રાજા—અરે! આ શું? આ સિપાઈ ને મુસાફર બેય નાચવા મંડયા! અરે! મને ય કંઈ કંઈ થાય છે!!

[ વાંસળી જોરથી વાગે છે: રાજા, સિપાઇ અને મુસાફર જોરથી નાચવા માંડે છે. ]

રાજા—બસ કર, બસ કર. તારી વાંસળી રહેવા દે; એ ભાઈ.

[ વાંસળી ચાલુ જ છે. ]

રાજા—( હાંફતા હાંફતાં ) એ ભાઈ, એ ભાઈ, હવે રહેવા દે બાપુ. મારી તો કેડો રહી ગઇ!

સિપાઇ-મુસાફર— એ ભાઈશાબ, હવે માફ કર. હવે વાંસળી બંધ રાખ.

રાજા—( થાકી જઇને ) ભગવાનના સમ, તને છોડી મૂકીશ. હવે બસ કર, બાપુ, બસ કર.

[ છોકરો વાંસળી બંધ કરે છે. સૌ જાય છે. ]

## પ્રવેશ ૪ થો

સ્થળ

રસ્તો

[ મુસાફરની સાથે છોકરો જાય છે. ]

છોકરો—કહો ભાઇ, આ કોથળી કયાંથી લાવ્યા'તા? સાચું કહેજો; નહિ તો વાંસળી ફરીથી વગાડીશ.

મુસાફર—ભાઈશાબ, સાચું કહું? ચોરીને આણી'તી!

છોકરો—હં, મનેય એવું લાગતું'તું!

[ રાજા આવે છે. ]

રાજા—પકડો, આ લુચ્ચા મુસાફરને.

[ ચોરમુસાફરને પકડીને રાજા અને સિપાઇ જાય છે.

છોકરો—( કૂદતાં કૂદતાં ) 'રામ નામ લાડવા,
ગોપાળ નામ ઘી;
કૃષ્ણ નામ ખાંડ ખીર,
ઘોળી ઘોળી પી.'

[ સૌ જાય છે. ]

( અંગ્રેજી વસ્તુ ઉપરથી )



# સારંગીવાળો

## અંક ૧ લો

### સ્થળ

### મુખીનું ઘર

[ મુખી ઓટલા ઉપર બેસીને હુક્કો પીએ છે. પાસે બીજા ચાર-પાંચ ગામડીઆ બેઠા છે. ઘરમાં કંઈક ખડખડાટ થાય છે, ને એક વાસણ ફૂટયાનો અવાજ સંભળાય છે. ]

મુખી—( અંદર જઇ આવીને ) આ ઉંદરડાંનું તે હવે કરવું શું? આખા ઘરમાં ઉંદર ઉંદર થઈ રહ્યા છે! હું તો થાકી ગયો, ભાઈ.

એક ગામડીઓ—બાપુ! મારે ત્યાં ય ઉંદરનો પાર નથી. આખી રાત ઝંપવા નથી દેતા!

બીજો—અરે! ઉંદરની તો વાતજ જવા દો. મારૂં તો એકેય લુગડું સારૂં નથી રહેવા દીધું!

ત્રીજો—ઉંદરડાંનું તે કાંઈ જોર છે! આ જુઓને, ઉંઘમાં મારા પગ કરડી ખાધા છે! મને તો ખબરેય નહોતી પડી!!

મુખી—( દિલગીર થઇને ) આખા ગામમાંથી ફરિયાદ આ છે, પણ કરવું શું? માર્યેય ક્યાં પાર આવે છે? અરે રામ! હવે આનું તે કરવું શું?

એક—બાપુ! આપ તો મુખી છો. કંઈક રસ્તો શોધી કાઢો.

[ બધા ઘડીક વિચારમાં પડે છે. દૂરથી કોઇ અજાણ્યો મુસાફર આવે છે. હાથમાં સારંગી ઝાલી છે. ]

સારંગીવાળો—રામ રામ, મુખી સાહેબ! રામ રામ, ભાઈઓ!

મુખી—રામ રામ, ક્યાંથી આવે છે, ભાઈ?

સારંગી૦—બાપુ! સામા ગામથી ચાલ્યો આવું છું.

મુખી—બેસ, ભાઈ! શો ધંધો કરે છે તું?

સારંગી૦—આ અમે તો ફરતારામ છીએ. સારંગી વગાડીએ ને મઝા કરીએ.

મુખી—પેલો કોઇ સારંગીમાં ઉસ્તાદ ગણાય છે, એ તો તું નહિ?

સારંગી૦—હા જી, લોકો મને ઉસ્તાદ ગણે છે.

એક ગામડીઓ—કહે છે, 'તમારી સારંગી સાંભળીને સૌ ગાંડાં ગાંડાં બની જાય છે.' એ શું સાચી વાત?

સારંગી૦—હાજી, ઘણી વાર એવું બને છે. જેવો સૂર વગાડું તેવું બને. એક સૂર વગાડું તો માણસ ગાંડા થાય ને બીજો સૂર વગાડું તો પશુપંખી ઘેલાં થાય.

બધા—વાહ રે ઉસ્તાદ!

મુખી—તું કોઈ ઉંદરને ગાંડો કરી શકે?

સારંગી૦—હાજી, એક તો શું પણ અનેકને. એવા તો ગાંડા થાય કે જ્યાં જાઉં ત્યાં પાછળ પાછળ ભટકયા જ કરે.

મુખી—ઓહોહોહો! ત્યારે તો એક કામ કર.

સારંગી૦—ફરમાવો.

મુખી—આ અમારા ગામમાં ઉંદરડાંનું જોર બહુ વધ્યું છે. તું એ બધાંને કયાંક મૂકી આવે

તો અમે તને રૂપિયા એક હજાર રોકડા આપીએ.

સારંગી૦—હા જી, મૂકી આવું.

મુખી—તો બજાવ તારી સારંગી.

[ સારંગીવાળો સારંગી વગાડે છે. સૌ અજબ થઇને સાંભળે છે. જોતજોતામાં ચોમેરથી ઉંદરનાં ટોળેટોળાં એની પાસે નાચવા મંડે છે. ]

સારંગી૦—ઠીક થયું. આખા ગામના ઉંદર આવી ગયા લાગે છે. લાવ હવે નદીકાંઠે જાઉં.

[ સારંગીવાળો નદીકાંઠે જાય છે. એ પાણીમાં ઉતરે છે, એટલે એની પાછળ ઉંદરો પણ ઉતરે છે. બધાય ઉંદર તણાઇ જાય છે. ]

## અંક ૨ જો

### સ્થળ

### • મુખીનું ઘર

મુખી—હાશ, ઠીક થયું. મોટી ઉપાધિ ટળી ગઈ!

પણ સારંગીવાળાને એટલા બધા રૂપિયા કોણ આપવાનું છે? (ઘડીક વિચાર કરીને) હાં, ઠીક છે; પાંચ-દશ રૂપિયા આપીશું. માનશે તો ઠીક, નહિ તો ધક્કા મારી બહાર કાઢીશું.

[ સારંગીવાળો આવે છે. ]

સારંગી૦—રામ રામ, મુખી સાહેબ! ઉંદરનું દુઃખ તો ટળ્યુંને?

મુખી—હા.

સારંગી૦—હવે મને રૂપિયા આપો.

મુખી—હા, બેસો આપું છું.

[ મુખી દશ રૂપિયા લઈ આવે છે. ]

મુખી—લ્યો, આ દશ રૂપિયા.

સારંગી૦—કેમ મુખી સાહેબ? એટલામાં શરત ભૂલી ગયા કે? હજાર રૂપિયા રોકડા આપવાના કહ્યા છે ને!

મુખી—( હસીને ) હું, તેં એવી તે શી મોટી ધાડ મારી છે, તે એટલા બધા રૂપિઆ માગે છે? આ દશ રૂપિયાય આપું છું, એમ કહેને!

સારંગી૦—બાપુ, મારે એક પાઈએય નથી જોઈતી; પણ તમે કહ્યું'તું શું કામ? હવે વચન તો પાળવું જ જોઈએને?

મુખી—જો, મોટો ઉપદેશ દેવા બેઠો છે! જા, હવે એક પાઈએય નહિ આપું.

સારંગી૦—વાહ રે મુખી સાહેબ!

મુખી—ચાલ્યો જા અહીંથી. માથું પકવીશ નહિ.

સારંગી૦—મુખી સાહેબ, એમ નહિ ચાલે. રૂપિયા આપો છો કે નહિ?

મુખી—જા, નહિ આપું. થાય તે કરી લે.

સારંગી૦—ઠીક છે, જોઈ લેજો ત્યારે.

[ સારંગીવાળો સારંગી વગાડે છે. નવા સૂર સાંભળીને આખા ગામનાં છોકરાં દોડી આવે છે.

છોકરાંનાં ટોળે ટોળાં સારંગીવાળાની પાછળ ફરે છે. ]

સારંગી૦—હવે મુખી સાહેબને ખબર પાડવી પડશે.

[ સારંગીવાળો ચાલવા માંડે છે. પાછળ છોકરાં ચાલવા માંડે છે.

ગામથી દૂર એક ગુફામાં સારંગી-
વાળો ને બધાં છોકરાં જાય છે.

## અંક ૩ જો

### સ્થળ

### મુખીનું ઘર

મુખી—આ તો ખોટું થયું! એ તો બધાંય છોકરાંને લઈ ગયો! અરે રામ! હવે શું થશે? આ ગામના લોક મને શું કહેશે?

મુખીની સ્રી—હવે જાવ એની પાછળ. રૂપિયા આપીને છોકરાં લઈ આવો; નહિ તો ગામમાં મોં શું બતાવશો?

મુખી—હા, ગામના લોક તો આવતા જણાય છે!

[ મુખી સારંગીવાળાને રૂપિ-
યા આપીને છોકરાં સાથે પાછો
આવે છે. ]

( અંગ્રેજી વસ્તુ ઉપરથી )

—:૦:—

# મૈત્રી

## પ્રવેશ ૧ લો

### સ્થળ

### અવન્તિનાથનો સીમાપ્રદેશ

[ એક શિબિરમાં મહારાજ અવન્તિનાથ બેઠા છે. પાસે બે ત્રણ ખુશામતિયા પટાવતો બેઠા છે.

મહારાજના હાથમાં એક પત્ર છે. ]

અવન્તિનાથ—આ શું સાંખી શકાય એવી વાત છે?

[ પ્રધાનજી આવે છે. ]

પ્રધાનજી, કેવું અભિમાન! કેટલો ગર્વ!

પ્રધાન—( નમન કરીને ) મહારાજ, કઇ વાત? કોનું અભિમાન?

અવન્તિનાથ—કેવું અભિમાન! કેટલો ગર્વ!

પ્રધાન—મહારાજ, કયો અભિમાની દેવના કોપનું કારણ બન્યો છે?

અવન્તિનાથ—હાં, અભિમાની! ગર્વિષ્ઠ! મૂર્ખ! બેસો, પ્રધાનજી, લ્યો વાંચો આ પત્ર.

[ પત્ર આપે છે. ]

પ્રધાન—( ખુશામત કરતાં ) ખરેખર, દેવનો કોપ યથાર્થ જ છે. કેવું અભિમાન! કેટલો ગર્વ!

અવન્તિનાથ—મારે એનું અભિમાન ઉતારવું પડશે. પ્રધાનજી, મોટેથી પત્ર ફરી વાંચો.

પ્રધાન—જેવી આજ્ઞા.

[ વાંચે છે. ]

પુણ્ય પ્રતાપી મહારાજ

અવન્તિનાથ,

રાણી પદ્માવતીના અનુચર માટે આપે શ્વેત વર્કર મંગાવ્યો હતો. આખા રાજ્યમાં તપાસ કરાવી; પરન્તુ ક્યાંય શ્વેત વર્કર નથી મળ્યો. જો મળ્યો હોત તો પણ...

અવન્તિનાથ—તો પણ? ન મોકલત એમ જ ને? હં, કેવું અભિમાન! કેટલો ગર્વ!

પ્રધાન—સાચે જ, કેવું અભિમાન! કેટલો ગર્વ!

એક પટાવત—મહારાજ અવન્તિનાથની સમીપ આવી ધૃષ્ટતા કરનારનું અભિમાન ઉતારવું જોઇએ.

બીજો પટાવત—હાં, અભિમાન ઉતારવું જોઇએ.

[ સૌ ઘડીક વિચારમાં પડે છે. ]

અવન્તિનાથ—અપમાન! આવું અપમાન હું કેમ સાંખું?

પ્રધાન—હાં, આવું અપમાન કેમ સંખાય?

અવન્તિનાથ—પ્રધાનજી, અપમાનનો બદલો લેવાનો ઉપાય યોજું છું.

પ્રધાન—ઉપાય યોજવો જ જોઇએ. ( પટાવતો તરફ જોઇને ) ખરૂં ને?

પટાવતો—હં, જરૂર ઉપાય યોજવો જ જોઇએ.

અવન્તિનાથ—આવતી પૂનમે લડાઇ જાહેર કરો.

પ્રધાન—જેવી આજ્ઞા.

[ સૌ જાય છે. ]

## પ્રવેશ ૨ જો

સ્થળ

કાશીરાજનો રાજમહાલય

[ કાશીરાજ સુખાસન ઉપર બેઠા છે. પાસે બેસી પ્રધાન એક પત્ર વાંચે છે. ]

કાશીરાજ—કેમ, હવે ખાત્રી થાય છેને, પ્રધાનજી?

પ્રધાન—મહારાજ, વિચાર ....

[ અટકી જાય છે. ]

કાશીરાજ—એમાં વિચાર કરવાની વાત જ નથી. ચોકખું અભિમાન, ચોકખું હુંપદ!

પ્રધાન—મહારાજ, મને તો ....

કાશીરાજ—નહિ, પ્રધાનજી, તમે વાણિયા છો. રાજાઓનાં મગજ તમને ન સમજાય. જુઓને, પત્રમાં પૂરી સહી કરવાની મહેનતે ય નથી લીધી! ચોકખું હું પદ.

પ્રધાન—મને લાગે છે...

[ રાજાનો એક માનીનો મૂર્ખ ભાયાત આવે છે. ]

ભાયાત—ક્યાં લાગે છે, પ્રધાનજી? લાવો હોલવી નાંખીએ!

કાશીરાજ—પેલા પત્રની વાત: પેલા અભિમાની રાજાની. પ્રધાનજી, ફરી વાર પત્ર વાંચો જોઇ.

પ્રધાન—જેવી આજ્ઞા.

[ વાંચે છે. ]

પુણ્યસાગર કાશીરાજ,

રાણી પદ્માવતીના અનુચર માટે એક શ્વેત વર્કરની આવશ્યકતા છે. સાંભળ્યું છે, કે આપના રાજ્યમાં સર્વોત્તમ શ્વેત વર્કર થાય છે. કૃપા કરી એક મોકલાવશો?

જો એ ન મોકલી શકો તો...

કાશીરાજ—( મુઠ્ઠી ઉગામીને ) તો? તો શું કરશે એ?

ભાયાત—હાં, શું કરશે એ? પાપી! દંભી! બ્હીકણ!

પ્રધાન—મહારાજ, પણ........

ભાયાત—હં . . હં . . (હસીને) પણ મહારાજ, લડાઇ જાહેર ન કરતા. નહિ તો પ્રધાનજી બ્હી મરશે. ખરૂં ને પ્રધાનજી?

[ રાજા હસે છે. ]

પ્રધાન—રાજાધિરાજ, હું તો કહું છું કે ....

કાશીરાજ—અમે તો ઉત્તરેય આપી દીધો છે.

ભાયાત—'જેવા ને તેવો.'

[ એક અનુચર પ્રવેશ કરે છે. ]

અનુચર—( નમન કરીને ) પ્રભુ! અવન્તિનાથનો એક અનુચર આવ્યો છે. કહે છે, 'અવન્તિનાથે પૂનમે લડાઇ જાહેર કરી છે!'

કાશીરાજ—( ક્રોધથી ) હં, સાંભળ્યુંને પ્રધાનજી? કેવું અભિમાન! અવન્તિનાથનું માથું ભારે થયું લાગે છે!

ભાયાત—કીડી કુંજર સાથે બાથ ભીડે છે!

કાશીરાજ—પ્રધાનજી, લડાઇ જાહેર કરો.

પ્રધાન—જેવી આજ્ઞા.

[ સૌ જાય છે. ]

## પ્રવેશ ૩ જો

### સ્થળ

### ગંગાનો કિનારો

[ ગંગાના કિનારા ઉપર સામસામી બે છાવણીઓ પડી છે. મધ્યરાત્રિનો સમય છે. જલપટ ઉપર કાશીરાજાની એક હોડી તરે છે. ]

કાશીરાજ—અવન્તિનાથ! મારો પરમમિત્ર! પણ આજ એને કેટલું અભિમાન આવ્યું છે! ભલે આવ્યું.

( સ્હેજ અટકીને )

પ્રધાનજી તો કહે છે કે 'આમાં કંઇક ગેરસમજ છે.' પણ ગેરસમજની વાત જ કયાં છે? એ બેદરકારીભર્યો પત્ર, આ લડાઇની તૈયારીઓ; એ બધું શું ગેરસમજ છે?

નાવિક, સામેથી કોઇની નાવ આવે છે, નહિ?

નાવિક—હા, અન્નદાતા.

કાશીરાજ—નાવને જરા પેલી તરફ લે: પેલાં ઝાડ તરફ.

[ કાશીરાજની હોડી સ્થિર થાય છે. બીજી હોડી આવે છે. ]

કાશીરાજ— અરે! આ તો અવન્તિનાથ લાગે છે! ઠીક છે. હું, કંઇક બોલતા સંભળાય છે!

અવન્તિનાથ—( ગદ્‌ગદિતકંઠે ) કાશીરાજ, ગાઢ મૈત્રી શું

એક પળમાં ટૂટી ગઇ? હજી પૂરું વર્ષેય નથી વીત્યું: પેલા આશ્રમહરિણને બચાવવા જતાં પશુરાજે તને પાડ્યો હતો, મેં તીરથી પશુરાજને પાડી તને બચાવ્યો હતો. આ જ પવિત્ર ગંગાજીના જલપટ ઉપર તરતાં તરતાં એક વાર હું બેભાન થયો હતો, ત્યારે તેં જ મને બચાવી લીધેલો. એ બધું શું ભૂલી જવાયું? ગુરુઆશ્રમના બે મિત્રો! રાજગાદી મળતાં શત્રુઓ બન્યા! એક પત્રને કારણે?

કાશીરાજ—( મનમાં ) હં, એક જ પત્રને કારણે. એક જ અભિમાનભર્યા પત્રને કારણે.

અવન્તિનાથ—એક શ્વેત બકરાને કારણે મૈત્રીભંગ? કાશીરાજ, પરસ્પરનાં સુખ માટે રાજ્યો આપી દેવાના કોલ શું ભૂલી જવાયા? જવાબમાં શું હતું?

[ સંભારે છે. ]

હં, 'જો મળ્યો હોત તોપણ.'
'મળ્યો હોત તોપણ' શું? કેવી બેદરકારી! પત્ર પૂરો કરવા જેટલી સ્થિરતાયે ન રખાઇ! અધુરો જવાબ!

કાશીરાજ—( મોટેથી ) અધુરા પત્રના જવાબ અધુરા જ હોય.

અવન્તિનાથ—( ચોંકીને ) કોણ કાશીરાજ?

કાશીરાજ—હં.

[ નાવિક હોડી જરા આગળ લાવે છે. બન્ને રાજાઓ ઘડીક એક બીજા તરફ જુએ છે. શાન્તિપ્રેરક ચન્દ્રિકા બન્ને ઉપર અમી વરસાવી રહી છે. ]

અવન્તિનાથ—અધુરો પત્ર કોનો? કાશીરાજનો કે અવન્તિપતિનો?

કાશીરાજ—બેયના.

અવન્તિનાથ—( કંઇ સંભારીને ) હું?

કાશીરાજ—લ્યો જુઓ.

[ પત્ર આપે છે. ]

અવન્તિનાથ—હાં, કેવી નજીવી વાત!

કાશીરાજ—છતાં અભિમાનભરી! પૂરું જ કરવું'તું ને કે શ્વેત વર્કર ન મોકલો તો રાજ્ય આપી દેજો.

અવન્તિનાથ—( ખિન્ન થઇને ) વયસ્ય, તારું રાજ્ય? બાળસ્નેહીનું રાજ્ય? મારે તો લખવું'તું કે શ્વેત વર્કર ન મળે તો એક પુષ્ટ વર્કર મોકલજો: હું, પણ તમે શું લખ્યું છે?

[ પત્ર કાઢે છે. ]

'મળ્યો હોત તો પણ....'

વયસ્ય, આગળ કેમ ન લખ્યું?

કાશીરાજ—અધુરા પત્રનો પૂરો જવાબ કેમ લખાય?

અવન્તિનાથ—શિવ! શિવ! ગૌશાળાની ગંજી સળગી ઉઠી, એટલે પત્ર પડતો મૂકી હું ઉઠયો હતો. મૂર્ખ અનુચરની મૂર્ખતાએ અધુરો જ પત્ર કાશીરાજને મળ્યો!

કાશીરાજ—( ચમકીને ) હેં?

[ બન્ને એકબીજા તરફ ફરીવાર જોઇ રહે છે ]

અવન્તિનાથ—કાશીરાજ!

કાશીરાજ—અવન્તિપતિ!

[ ફરી વાર શાન્તિ ફેલાય છે. એકાએક કાશીરાજ પાણીમાં પડે છે, ને તરીને અવન્તિપતિના નાવમાં જાય છે. ]

કાશીરાજ—વયસ્ય!

[ અવન્તિનાથ હેતથી કાશીરાજને હાથ આપે છે.

ભેખડ ઉપરથી કોઇ બોલે છે: ]

જય હો પુણ્યસાગર કાશીરાજનો:

જય હો પુણ્યસ્વરૂપ અવન્તિપતિનો:

બન્ને—( ચોંકીને ) કોણ એ?

[ વૃદ્ધ મન્ત્રી પાણીમાં પડે છે ને તરીને નાવ પાસે આવે છે. કાશીરાજ એને ઉંચકી લે છે. ]

મન્ત્રી—( હરખથી ) પ્રભુ, આ ઘરડી આંખને આવા મિત્રો જોવા'તા: શત્રુઓ નહિ.

કાશીરાજ—( હસીને ) પ્રભુએ મેળવ્યા!

અવન્તિનાથનો નાવિક—ના, પ્રભુ, આપના વૃદ્ધ મન્ત્રીશ્વરે.

કાશીરાજ—એટલે?

નાવિક—પ્રભુની નાવ આ તરફ લાવવાનું કહીને.

કાશીરાજનો નાવિક—પ્રભુ, મને યે નાવ આ તરફ લાવવાનું મન્ત્રીશ્વરે ખાનગીમાં ફરમાવ્યું'તું.

[ બન્ને રાજાઓ ચમકે છે. ]

મન્ત્રીશ્વર—( બે હાથ જોડે છે. ) પ્રભુ ક્ષમા........

કાશીરાજ—( મન્ત્રીને હેતથી ભેટીને. ) મન્ત્રીશ્વર, તમને ધન્ય છે: ક્ષમા યાચવાનું તમારે નથી.

[ ઉષાનાં તેજભર્યાં કિરણો ત્રણે ઉપર વરસી રહ્યાં છે. બેય કાંઠે અસ્ત્રશસ્ત્ર સંજ્જીત સૈનિકો અવાક્ થઇને આ સુખદ દૃશ્ય જોઇ રહ્યા છે. ]

—:o:—




## પ્રવેશ ૧ લો

### સ્થળ

### રેવાતટે ભગવાન પરશુરામનો આશ્રમ

[ બ્રાહ્મણવેશે ધનુર્વિદ્યા શીખવા આવેલો કર્ણ આશ્રમ પાસેના ઉપવનમાં ફરે છે. એના બન્ને હાથની મૂઠીઓ વળેલી છે. ભવાં રહેજ સંકોચાએલાં હોવાથી કપાળ ઉપર બેત્રણ ઉભી કરચલીઓ પડી છે. આશ્રમના એક ઓટલા ઉપર એનાં ધનુષ્બાણ પડયાં છે. દૂરના નદીતટ તરફથી આશ્રમની ગાયો આવતી જણાય છે.

સમય સન્ધ્યાનો છે. ]

**કર્ણ—રાજકુળનાં બલ ને તેજ છતાં દાસીપુત્ર તરીકે લેખાઇ મારે કેટલાં અપમાન સહેવાં પડે છે! કેવી પામરતા અનુભવવી પડે છે!**

( રહેજ અટકીને )

તાત સવિતૃ !

[ દીન વદને આથમતા સૂરજ સામું જોઇ રહે છે. ]

( ભસ્મધારી વિદ્યાર્થી ચારુદત્ત પ્રવેશ કરે છે. )

ચારુદત્ત—હર હર શંભો, વયસ્ય! છો તો મજામાંને? શું સંભારો છો, અંગ, વંગ, કે કલિંગ?

( કર્ણ સાંભળતો નથી )

કેમ કાંઇ આજ બહુ વિચારમાં પડી ગયા છો ? કાલના પેલા મોદક સંભારો છો કે શું ?

કર્ણ—( ચોંકીને ) અરે, પ્રિય ચારુદત્ત !....

ચારુદત્ત—ભાઇ, એ તો એમ જ બને. મોદક આગળ મિત્ર કોણ માત્ર ?

કર્ણ—પ્રિય ચારુદત્ત! એમ શું કહો છો? હું તો જરા બીજો વિચાર કરતો હતો.

ચારુદત્ત—( ડોળા ફાડીને ) શાનો?

કર્ણ—તાત સવિતા અસ્ત થાય છે. હવે ગાઢ તિમિર જગતને ઢાંકી લેશે.......

ચારુદત્ત—( જરા તિરસ્કારથી ) તે શું તમે અંધકારથી બ્હીઓ છો ? શિવ! શિવ! ભગવાન પરશુરામના

શિષ્ય, સર્વશ્રેષ્ઠ દ્વિજકુલદીપક તમે અંધકારથી બ્હીઓ છો? શિવ! શિવ!

કર્ણ—ના રે ચારુદત્ત! પ્રલયકાળના અંધકારનીય મને પરવા નથી. હું ભગવાન રામ....( અટકી જાય છે. ) હું તો કહું છું, કે હવે ભૃગુશ્રેષ્ઠ ભગવાન જામદગ્નેયનાં દર્શન નહિ થાય.

ચારુદત્ત—હેં? ક્યાં જાય છે એ?

કર્ણ—જાય ક્યાં? પણ હવે એ સાયંસન્ધ્યા પરવારીને ધ્યાનસ્થ થશે. તાત સવિતાના ઉદય સુધી આપણે એકલા પડીશું!

ચારુદત્ત—( ખડખડાટ હસીને ) હા....હા....પેલો વસુ કહેતો હતો તે સાચી વાત!

કર્ણ—કઇ?

ચારુદત્ત—કે તારામાં ઝાઝી મેધા નથી! દસ ઘટિકા ગુરુદેવ છૂટા પડે તેથી શું? એમ ગુરુઘેલા થયે કાંઇ વિદ્યા આવડે? ( કંઇક માનથી ) પેલો સોમદત્ત આટલો મોટો પંડિત બન્યો છે, તે કાંઇ આમ ગુરુઘેલો બનીને નહિ.

કર્ણ—ત્યારે?

ચારુદત્ત—શિખા બાંધીને એણે નિદ્રા તજી, ને ગુરુદેવનાં વચનો જીહ્વાગ્રે કર્યાં! છે કોઇ આજ એટલો પંડિત?

જાણે સાક્ષાત્ દેવ વાચસ્પતિ! આમને આમ તો તું રહેશે....

( ઋચા બોલતા બોલતા રૈકવેય સોમદત્ત આવે છે. )

ચારુદત્ત—અહોહો! પધારો, પધારો, ઠીક થયું.

[ રૈકવેય સોમદત્ત બન્ને તરફ જરા તિરસ્કારથી જુએ છે. ]

સોમદત્ત—જય શંભુ, કેમ શું ચાલે છે, ચારુદત્ત? આ કોણ પરાશર?

કર્ણ—( કચવાતાં ) હા.

ચારુદત્ત—( હસીને ) એ જ આપણા પરાશર મુનિ! આ તાત સવિતા અસ્ત થાય છે, ને ગાઢ તિમિર જગતને ઢાંકી લે છે; એટલે એમને ભૃગુશ્રેષ્ઠ ભગવાન પરશુરામનાં દર્શન નહિ થાય! હવે ભાઇને કાંઇ સૂઝતું નથી!

( ફરીથી હસે છે. )

સોમદત્ત—શિવ! શિવ! ( કર્ણને ) તમે તે શું જોઇને સર્વશ્રેષ્ઠ ભગવાન જામદગ્નેયના શિષ્ય થયા? ખટમાસ વીતી ગયાં તોયે પ્રાણપ્રતિમા સાધતાં નથી આવડતું? ( સહેજ અટકીને ) તાત જામદગ્નેય! આ બ્રહ્મતેજના બળે આપને પૃથિવી નક્ષત્રી કરવી છે? શિવ! શિવ!

( કર્ણ માત્ર જોઇ રહે છે. ક્રોધની એક રેખા એના મુખ ઉપર દેખાય છે ને તરતજ અદ્દશ્ય થાય છે. )

[ સૂર્યાસ્ત થઇ ગયો છે. દૂર અંધકારમાં સિંહની એક ત્રાડ સંભળાય છે. ચારુદત્ત ને સોમદત્ત ચમકે છે. ]

ચારુદત્ત—પ...શુ...રા....જ ! આહ: ચાલો, ચાલો, ગુરુદેવને જ્ઞાત કરીએ. અરે ! પેલી કામધેનુ દોડે છે ! ચાલો, ચાલો.

સોમદત્ત—અરે ! મને સંભારવા દો પેલો આગ્નેયાસ્ત્રનો મન્ત્ર. આ એક પલમાં પશુરાજ ભસ્મ થશે !

( સંભારે છે. )

[ પશુરાજ ફરી ગર્જના કરે છે. ચારદત્ત થરથર કમ્પે છે. ]

સોમદત્ત—શિવ ! શિવ ! આજ બે ઘટિકા ને છત્રીસ પલે જ એ આખોય મન્ત્ર યાદ કર્યો છે ને !

( સંભારે છે. )

[ પશુરાજની ત્રાડો પાસે સંભળાય છે. ચારુદત્ત ને સોમદત્ત ગુરુઆશ્રમ તરફ દોડે છે.

દોડીને કર્ણ ધનુષબાણ લઈ આવે છે ને શરસંધાન કરે છે. ]

## પ્રવેશ ૨ જો

### સ્થળ
### આશ્રમ

[ આભમાં તારા ચમકી રહ્યા છે. ભગવાન પરશુરામ ને પરાશરરૂપે કર્ણ આશ્રમ તરફ આવે છે.

જામદગ્ન્યની જટા વિખરાયેલી છે. જમણા હાથમાં ફરશી ચમકી રહી છે. ડાબો હાથ હેતથી કર્ણના જમણા ખભા ઉપર મૂકાયો છે. વિનીત ભાવે કર્ણ ગુરુદેવ સામું જોતો જોતો ચાલે છે. ]

પરશુરામ—વત્સ પરાશર! વર્ષો થયાં હું જે આશા રાખતો હતો તે આજ ફળી: હું ધન્ય થયો!

કર્ણ—તાત, કઇ આશા?

પરશુરામ—દ્વિજદેહમાં ક્ષાતતેજ! (હરખથી) હવે વિદ્યા અને બલનો યોગ જગતને આંજશે. હવે દ્વિજવર્યો માત્ર મન્ત્રોચ્ચારમાં જીવન પૂરું નહિ જાણે. હવે દર્પી ક્ષત્રિયોને રક્ષણનું અભિમાન તજવું પડશે. બેટા, આજ તેં મને ધન્ય કર્યો!

કર્ણ—(નમન કરીને) તાત, પ્રતાપ ગુરુદેવનો જ છે.

પરશુરામ—(કંઇક સંભારીને) હં, વત્સ પરાશર! તું અહિં આવ્યો ત્યારે વિશાખાના સૂર્ય હતા, ખરૂંને? ૭ માસ વીતી ગયા!

કર્ણ—હા ગુરુદેવ.

પરશુરામ—દર્પી અર્જુને તને અપાર દુઃખ દીધું છે! તારાં.... વત્સ, ફરી એકવાર તારી કથા કહી જા.

[ કર્ણને આખે શરીર કમ્પારી વછૂટે છે. જૂઠું બોલવાનો એને અભ્યાસ નહોતો એકવાર એ જૂઠું બોલી ગયો હતો. આજ ફરી અસત્ય બોલતાં એને આખે શરીરે કમકમાટી છૂટે છે. ]

પરશુરામ—બેટા, ગભરાઈશ નહિ. મારા આશીર્વાદ છે તું મોટો મહારથી થઈશ ને અરિદળ કમ્પાવીશ. તારા આગળ અર્જુન કોણ માત્ર બની રહેશે. વત્સ, કહે તારી કથા.

કર્ણ—( ફરી કમ્પે છે. કંઈક સ્વસ્થ થઈને )

તાત ! અંગ દેશ મારી જન્મભૂમિ છે. હસ્તિનાપુરમાં હું વિદ્યાભ્યાસ કરતો હતો. ભિક્ષા માગી પેટ ભરતો હતો. ( સ્હેજ અટકી ) એક મધ્યાહ્‌ને ભિક્ષાપાત્ર લઈને હું મારા આશ્રમ તરફ વળતો હતો; ત્યાં પાન્ડુપુત્ર અર્જુન સામો મળ્યો. કરગરવા છતાંય એણે મારૂં ભિક્ષાપાત્ર ઉંધું વાળ્યું. મારૂં અન્ન ટાળ્યું ! તાત !

પરશુરામ—( કરશી હલાવીને ) બેટા, ગભરાઈશ નહિ, ક્ષત્રિયોનાં અભિમાન મારાથી કયાં અજાણ્યાં છે ? મારી જ

વિદ્યા શીખીને ભીષ્મ અભિમાની બન્યા: મારી આજ્ઞા ઉથાપી, મારી સામે શસ્ત્રો ધર્યાં! તેથી જ ક્ષત્રિયોને વિદ્યા ન શીખવવાની મેં પ્રતિજ્ઞા લીધી છે. આજ તારામાં ક્ષત્રિયોને જીતવાનું બળ જોઇ મને અપૂર્વ આનન્દ થાય છે!

[ બન્ને આશ્રમમાં આવે છે. સોમદત્ત ચારુદત્ત અને અન્ય શિષ્યગણ બન્નેને ઘેરી વળે છે. ગુરુદેવ નવા વિદ્યાર્થીનાં બલ ને તેજ વખાણે છે સૌ માનથી એની સામે જોઇ રહે છે. ]

પરશુરામ—વત્સ, આજ મારા હર્ષપુલકિત હૃદયને તારો સાથ તજવાનું નથી ગમતું. આવ, તારલાના મંડપ નીચે આજ આપણે રાત્રિ ગાળીએ.

કર્ણ—જેવી આજ્ઞા.

( બન્ને એક તરફ જાય છે શિષ્યગણ બીજી તરફ વળે છે. )

ચારુદત્ત—પણ સોમદત્ત! તમને આગ્નેયાસ્ત્રનો મન્ત્ર જ ન સાંભર્યો એ શું?

સોમદત્ત—અરે, પછી તરત જ આખો મન્ત્ર શબ્દશ: યાદ આવી ગયો'તો! પણ ત્યાં તો પેલાએ બાણ માર્યું ને પશુરાજ પડયો; એટલે મન્ત્રપરીક્ષા અધુરી જ રહી!

મૂર્ખાએ અણછાજતી ઉતાવળ કરી. આપણે શું? દોષ બધો એને માથે.

સૌ—હાં, દોષ બધો એને માથે.

સોમદત્ત—કાલ ગુરુદેવને આ વાતથી જ્ઞાત કરીશ.

સૌ—હાં, ગુરુદેવને આ વાતથી જ્ઞાત કરવા જ જોઇએ.

( સૌ જાય છે. )

## પ્રવેશ ૩ જો

### સ્થળ
### આશ્રમનો ઓટલો

[ હસ્તનક્ષત્ર મધ્યાકાશમાં આવ્યું છે. કર્ણના ખોળામાં માથું મુકી ભગવાન પરશુરામ નિદ્રાધીન થયા છે. એમનો ચહેરો હર્ષપુલકિત બન્યો છે. જાગૃત કર્ણ ગુરુદેવ તરફ માનભરી દૃષ્ટિએ જોઇ રહ્યો છે. સર્વત્ર શાન્તિ છે. ]

કર્ણ—( સ્વગત ) અર્જુન! તેં વડવિંધન કર્યું! સાચે જ તેં ગુરુ દ્રોણાચાર્યની કીર્તિ ઉજાળી. પણ—પણ અર્જુન! મારા બહુમાંયે વડવિંધનનું બલ છે. તે દિવસ ગુરુદેવે દાસીપુત્ર જાણી મને આજ્ઞા ન આપી, નહિ તો હું યે ગુરુદેવની કીર્તિ ઉજાળત. પણ....

( પરશુરામ સ્હેજ પાસું ફેરવે છે. )

પણ પૃથ્વી નક્ષત્રી કરવાની જેણે પ્રતિજ્ઞા લીધી છે, તે ભૃગુશ્રેષ્ઠ તાત જામદગ્ન્યની વિદ્યા મેં લીધી છે. નવ્વાણુ કવચ ને આ બે બાણુ પામ્યો છું. તેં નથી મેળવ્યું તે મેળવવા હું ભાગ્યવાન થયો છું અર્જુન !

( બન્ને બાણ હાથમાં લે છે. )

આ તારૂં મોત ! આ બાણે તારો સંહાર કરી પૃથ્વીમાં એકલો ધનુર્ધર કર્ણ ગુરુદેવની કીર્તિ ઉજાળશે ને કુળનાં અભિમાન ઉતારશે.

[ સ્હેજ અટકી ]

આડે આવશો તો શ્રી કૃષ્ણ ! તમારૂં એ આ બાણ ગુરુદેવે આપ્યું છે !

[ નિશ્ચળ આંખો હસ્તનક્ષત્ર ઉપર ઠારી કર્ણ ઘડીક મૌન સેવે છે. ]

કર્ણ—( ચમકીને ) અરે ! ગુંજારવ કરતો આ ભમરો અત્યારે ક્યાંથી ? એ શું મારી વાત સાંભળવા આવ્યો છે ? કે મને કંઇ કહેવા આવ્યો છે ?

[ ભમરો કર્ણની જાંઘ ઉપર બેસે છે, ને ડંખ મારે છે. ]

કર્ણ—( સ્વસ્થતાથી ) આ ભમરાના ડંખે મને ભાવી શૂર-સંગ્રામ યાદ આવે છે. મહારથી સામે ઝૂઝતો

કર્ણ આનાથીએ સહસ્ત્રાવધિ શરોના ઘા ખમશે ને અરિદળનો મદ ઉતારશે.

[ ડંખ સહન કરતાં ]

આના બે ચાર ડંખની પરવા કરૂં ? ગુરુજીને નિદ્રાભંગ કરૂં ? ના, ના, તો તો માતા પૃથિવી લાજે ! ધનુર્વિદ્યા વગોવાય ! ગુરુદેવ પરશુરામના પાદ સેવ્યા ન સેવ્યા થાય !

[ કર્ણ સ્વસ્થ રીતે બેસી રહે છે. ભમરો એની જાંઘ કોરી નાખે છે. અંદરથી ઉના લોહીનો પ્રવાહ નીકળે છે.

પરશુરામ ઝબકીને બેઠા થાય છે. ]

પરશુરામ—વત્સ પરાશર ! જોને, આ ઉષ્ણ પ્રવાહ શો ? ( વાંકા વળીને ) આ ક્ષત્રિયરુધિર અહીં ક્યાંથી ?

[ ક્ષત્રિયરુધિરનાં નિત્યદર્શન કરનારાં ચક્ષુ ફરી એકવાર ચમકે છે. ]

કર્ણ—( સ્હેજ ગભરાઇને ) તાત, કાંઇ નથી. એ તો એક ભમરો મારી જાંઘ ઉપર બેસીને ડંખ મારતો હતો. મારા રુધિરપ્રવાહે દેવને અકાળે જાગૃત કર્યા ! એ.... ઉડયો એ દુષ્ટ !

પરશુરામ—તારૂં રુધિર ?

[ સ્વસ્થ જણાતા કર્ણ તરફ ગુરુદેવ આશ્ચર્યચકિત દૃષ્ટિએ ઘડીક જોઇ રહે છે. વાંકા વળી એ કર્ણની જાંઘ તપાસે છે. ]

પરશુરામ— શિવ! શિવ! વત્સ પરાશર! આ તો મૃગચર્મ સહિત આખી જાંઘ કોરાઇ ગઇ છે!

[ ગુરુદેવ ફરીવાર ચકિત થઇને કર્ણ સામું જુએ છે. કર્ણને સ્હેજ ગભરાટ વછૂટે છે. છતાં એ બહારથી સ્વસ્થ દેખાય છે. ]

કર્ણ—તાત, લાવો, મૃગચર્મ જરા ખસેડી લઉં. આપ ફરી નિદ્રા લ્યો. મને કાંઈ દુ:ખ નથી થતું, વ્રણવિવિરોપિણીનાં પાન સપ્તાહમાં તો એને રૂઝવી દેશે.

[ દુ:ખની એકેય રેખા વિનાના કર્ણના મુખ તરફ ગુરુદેવ ફરીથી જુએ છે. ]

પરશુરામ—વત્સ પરાશર! મને એક નવાઇ લાગે છે! તું ક્ષત્રિય છે?

કર્ણ—અરરરર! તાત એ શું કહો છો? હું દ્વિજસુત પરાશર........

[ ગુંચવાયેલા ભગવાન પરશુરામ સત્ય જાણવા સમાધિસ્થ બને છે.

બન્ને બાણ લઇ કર્ણ રથશાળા તરફ દોડે છે. ]

પરશુરામ—( ધ્યાન મૂકીને ) ક્યાં છે એ પાપી દાસીપુત્ર કર્ણ ? દુષ્ટ ! મારી પ્રતિજ્ઞા ભંગાવી ! મને બ્રહ્મહત્યાનું પાપ બેસાડ્યું ! આજ આ પરશુથી તારો અંત આવ્યો જાણજે.

( ઉભા થઈને આમતેમ શોધે છે )

[ ગભરાયેલા શિષ્યો સોમદત્ત, ચારુદત્ત, વસુ વગેરે આવે છે. કોપાયમાન ભગવાન પરશુરામની વિકરાળ મુખમુદ્રા જોઈ સૌ કમ્પે છે. ]

પરશુરામ—ક્યાં છે એ પાપી, સોમદત્ત, ચારુદત્ત ?

શિષ્યો—કયો પાપી દેવને કષ્ટ આપી ગયો છે ?

પરશુરામ—( આશ્રમનાં પગથીઆં ઉતરતાં ) વેશધારી પેલો પરાશર ! એ બ્રાહ્મણ નહોતો, ક્ષત્રિય હતો ! મને છેતરી એણે વિદ્યા મેળવી : મને બ્રહ્મહત્યા બેસાડી ! ક્યાં છે એ દુષ્ટ ?

સૌ—શિવ ! શિવ !

સોમદત્ત—તાત, હું નાગપાશનો મન્ત્ર ગોખતો હતો એવે એ તો ઉતાવળે ઉતાવળે પેલી તરફ જતો હતો !

પરશુરામ—દોડો, દોડો, એને અહીં પકડી લાવો. બ્રહ્મહત્યા !

( માથું ધુણાવે છે )

[ સૌ જાય છે ને તરતજ પાછા આવે છે, ]

વસુ—તાત, એ તો ગયો. પેલો રક્ષક કહે છે, 'એ તો આ રાજમાર્ગે ઉતર્યો !'

પરશુરામ—ભલે ઉતર્યો. આ જામદગ્નેય પરશુ એને આજ પાતાલમાંથી ય પકડી પૂરો કરશે. રથ તૈયાર કરો.

[ સૌ શિષ્યો દોડે છે. એક પળ પછી ગભરાયેલા સૌ પાછા આવે છે. ]

સૌ—તાત, રથેય લઇ ગયો છે ! પેલો શ્વેત વાજીને પણ !

[ પરશુરામની આંખો ક્રોધથી ફાટી જાય છે. એમના ભવ્ય મુખ ઉપર ક્ષત્રિયોના સંહાર સમયે છવાતી વિકરાળતા છવાઇ જાય છે. ફરીથી સૌ શિષ્યો કમ્પે છે. ]

પરશુરામ—બીજો રથ તૈયાર કરો.

[ બીજો રથ તૈયાર થાય છે. ફરશી લઇ ક્રોધમૂર્તિ પરશુરામ અંદર કૂદી પડે છે ને રથ દોડે છે. ]

એક શિષ્ય—ઓ જાય !

પરશુરામ—( ફરશી સામું જોઇને ક્રોધથી ) પરશુ ! આજ એક ગુરુદ્રોહી પાપાત્માનું તને બલિદાન મળશે. અશ્વો, પવનવેગી થાઓ.

[ વાયુ વેગે રથ દોડે છે. ]

## પ્રવેશ ૪ થો

### સ્થળ

### રાજમાર્ગ

[ કર્ણને નીચે પાડી પરશુરામે એની છાતી ઉપર પગ મૂક્યો છે. શિરચ્છેદ કરવા ફરશી ઉગામી છે. ]

પરશુરામ—( ક્રોધથી ) દુષ્ટ! લે આ ગુરુદ્રોહનું ફળ!

[ પરશુ નીચે ઉતરે છે. કર્ણની આંખે અંધારાં આવે છે. એવે ભગવાન સવિતૃ પ્રકટ થાય છે. ]

સવિતૃ—તાત પરશુરામ!

પરશુરામ—કોણ દેવ સવિતા? ભગવન્! એક પળ થોભજો. પરશુને એક અધમ આત્માનું બલિદાન દઈ હું આ આવ્યો. દેવ!

સવિતૃ—પછી કાંઈ કામ નથી. તાત પરશુ! પછી તો તમે ને પૃથિવી અંધારાં સહેજો. કર્ણ મારો મન્ત્રપુત્ર છે. એને મારશો તે જ પળે હું પાતાળે પરવરીશ. તાત!

પરશુરામ—દેવ સવિતા!

[ પરશુરામ દૂર ખસે છે. કર્ણ ઉભો થાય છે.

સૂર્યનારાયણ અંતર્ધાન થાય છે. ]

પરશુરામ—( કર્ણને ) **નરાધમ! યુદ્ધકાળે ત્રીજે દિવસે ત્રીજે પહોરે તારાં રથચક્રને પૃથિવીમાતા ગળી જજો : મારો શાપ છે, દુષ્ટ!**

( પરશુરામ આશ્રમ તરફ વળે છે. )

[ ગભરાયેલા શિષ્યો દૂર દૂરથી આવતા રથચક્રના અવાજ સાંભળે છે. ]



# અઘરા શબ્દોના અર્થ

અનુચર–સેવક

અરિદળ–શત્રુનું સૈન્ય

અવાક્–મુગા

આગ્નેયાસ્ત્ર–અગ્નિ વરસાવતું બાણ

ઋચા–મન્ત્રનો એક ભાગ ( વેદની ઋચા )

કુંજર–હાથી

જામદગ્નેય–જમદગ્નિ ઋષિના પુત્ર : પરશુરામ

તિમિર–અંધકાર

દર્પી–અભિમાની

દ્વિજકુલદીપક–બ્રાહ્મણકુળને ઉજાળનાર

દ્વિજવર્યો–બ્રાહ્મણો

પશુરાજ–પશુઓનો રાજા: સિંહ

ભૃગુશ્રેષ્ઠ–ભૃગુવંશના બ્રાહ્મણોમાં ઉત્તમ

મેધા–બુદ્ધિ

રુધિર–લોહી

વર્કર–બકરો

વાચસ્પતિ–વાણીના દેવ: બૃહસ્પતિ

વિશાખા–એક નક્ષત્રનું નામ

વ્રણવિરોપિણી–જેનાં પાનથી ઘા રૂઝાય તેવી વેલ

સવિતા } –સૂર્યનારાયણ
સવિતૃ }

સહસ્રાવધિ–હજારો ઘણું વધારે

શિખા–ચોટલી

શિબિર–તંબુ

શ્વેત વાજી–ધોળો ઘોડો

હર્ષપુલકિત–હરખાએલું: હરખથી જેનાં રૂવાડાં ઉભાં થઇ ગયેલાં છે તેવું.